

શ્રી.

# અમૃત વચન.

15-1-13

બનાવનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર

ભાવસાર જીવરામ આણંદદાસ

બાલસમજણીના કર્તા-ગામ બીલુંદ્રા.

## ભેટ તરીકે આપવામાં આવે છે.



અમદાવાદ.

ખડીઆગનાં ધી અ. યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની

લીમીટેડમાં મોતીલાલ શામળદાસે છાપ્યું.

( આવૃત્તિ પહેલી પ્રત ૧૦૦૦. )

સંવત ૧૯૬૯. સને ૧૯૧૩.

કીંમત અમુલ્ય.



શ્રી.

# અમૃત વચન.

બનાવનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર


ભાવસાર જીવરામ બળદેવદાસ

પારસમણીના કર્તા-ગામ ધીણોજ.


ભેટ તરીકે આપવામાં આવે છે.




અમદાવાદ.

ટંકશાળમાં ધી અ. યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની

લીમીટેડમાં મોતીલાલ શામળદાસે છાપ્યું.

( આવૃતિ પહેલી પ્રત ૧૦૦૦. )

સંવત ૧૯૬૯. સને ૧૯૧૩.

કીંમત અમુલ્ય.

# અર્પણ પત્રિકા.

મહારા પરમ સ્નેહી રા. રા. ભક્તરાજ મુખી પટેલ રૂપસંગભાઇ હેદૂભાઇ રહેવાસી મોજે હરદેસણના આપને વિનંતિ કરવામાં આવે છે કે તમો મહારા ઉપર અત્યંત પ્રેમ ધરાવો છો, તેનું કારણ આપની અચળ ભક્તિ છે તે બદલો વાળી શકવા હું અસમર્થ હોવાથી લાચાર છું તોહે પણ કાંઇ કરવું જોઇએ. એમ ધારી તા. ૮-૪-૧૩ ના રોજે આપનું પધારવું અત્રે થયેલું. તે તકનો લાભ લેઇ સેવક તરફથી નવિન પ્રગટ થતું લઘુ પુસ્તક નામે **અમૃત વચન** આપને અર્પણ કરવામાં આવ્યું. તે આપે ઘણા હર્ષ સાથે સ્વિકારી ફરમાવ્યું કે આ પુસ્તની એક હજાર નકલ છપાવો ને પ્રેમીલા ભક્તોમાં જ્ઞાનનો વધારો થવા માટે મફત ભેટ તરીકે વહેંચો. તે પુસ્તક છપાવવાનો જે ખર્ચ થશે તે ચુકતે હું પુરો પાડી આપીશ. ધન છે આપના ઊમદા ઉદાર આત્માને કે લોક કલ્યાણ કરવા સારૂ કેટલી આતૂરતા ધરાવો છો ઈશ્વર પાસે એજ માગુ છું કે આપનું કલ્યાણ કરો. તથા અસ્તુ. લી. સેવક,

**જીવરામ બળદેવદાસ. ભાવસાર.**

ચૈતર સુદી ૨ વાર ભોમ સંવત ૧૯૬૯

# પ્રસ્તાવના.

---

## અમૃત વચન.

### આ પુસ્તક લખવાનો હેતુ.

કોઇ એક હરિદાસ કરી ઇશ્વરપર શ્રદ્ધા રાખનાર મુમુક્ષુ બ્રાહ્મણ હતો. તે પોતાના ઘર સંસારમાં ઘણી તરેહની ઉપાધીઓમાં ફસાઈ જવાથી કંટાળી ઇશ્વરની શોધમાં ફરતો હતો પણ ઇશ્વર તે શું. ને હું તે કોણ. તે વાતનું પોતાની મેળે સમાધાન નહી થવાથી ચિત્ત બ્રહ્મ જેવો બની તિર્થમાં અને આરણ્યોમાં કોઇ એક માહાત્માની શોધમાં ફરતો હતો; તેથી તેના કેટલાક વખતના પરિશ્રમે કરીને તે જીજ્ઞાસુ ભક્તને ઇશ્વર પ્રેરણાથી પતિત પાવની અધમ ઉધારણી ભાગિરથીના પૂર્વ ત્રફના ઊપવનમાં અચાનક એકાએક એક દિગંબર ભવ્ય મૂર્તી આપો આપ મળી આવી. તે માહાત્મા એક નવ પલ્લવીત અશોકય તરૂ નીચે પદ્માસનવાળી બીરાજમાન થએલા હતા. તેમના આખા શરીરે ભસ્મ ધારણ કરેલી છતાં તે મનહર મૂર્તીનું દિવ્ય સ્વરૂપ ઢાંકી રહે તેમ નહોતું. મોંઢેથી ઉચ્ચાર નહી કરતાં છતાં કંઠ પ્રદેશ પુર ઝડપથી હાલ્યા કરતો હતો; તેથી ઇશ્વર ભજન થાય છે તેવું જોનારને ભાન થયા વિના રહે તેમ નહોતું. તેવી તે ભવ્ય મૂર્તી નિહાળી પેલા જીજ્ઞાસુ ભક્તરાજને ધીરજ નહી રહેવાથી એકદમ પ્રેમાવેશમાં આવી. તે કૃપાળુ ગુરૂદેવના સાસ્ટાંગ ચરણ કમળમાં પોતાનું શિર ઝોકાવી

સ્તુતિ કરવા તતબર થયો. તેવા તે સામરથ માહાત્મા જાણે તેની વાટ જોઇને બેશી ન રહ્યા હોયી તેમ એકાએક ધ્યાનમાંથી નીવૃત થયા. ને તેના મુસ્તકપર હાથ મુકી ગંભીર વાણીર્થી બોલ્યા કે હે હરિદાસ તું ચિંત્તા માં કર; તું આ અસાર સંસારમાંથી પાર થઇ ચુકયો છે ને શુદ્ધ કંચનરૂપ બન્યો છે. ફક્ત માર્જન કરવાનુંજ બાકી છે તે તારી સંપૂર્ણ જીજ્ઞાસાના પ્રતાપથી આજે તે જોગવાઇ આપો આપ સેહેજ મળી આવી છે. માટે હે બાપ; તું એક ચિત્તે સ્વચ્છ થઇ તું મારી સનમુખ બેશ; ને તારા મનમાં જે જે પ્રશ્નો થાય તે પૂછી તારા પવિત્ર આત્માને શાન્ત કર. હું તારા આગળ કાંઇ પણ છુપાવી રાખું તેમ નથી કારણ કે તું અમૃત વચન જેવા ઝવેરાતનો અધિકારી બન્યો છે તો હવે તારા સંશય કેમ રહેશે? ના, નહીજ રહે;

સજ્જનો તે માહાત્મા યોગીંદ્ર કૃપાળુ ઇશ્વરે પોતાની પાસે આવેલા શિષ્યના પ્રશ્નોનું વિવેક ભરેલા ઉત્તરોથી સમાધાન કરી તેના અલૌકીક આત્માનું જેવી રીતે દીગ્ગદર્શન કરાવ્યું હતું. ને તેમાં જે જે પ્રશ્ન ઉત્તર થયા હતા તેમાંથી હું અલ્પમતીને જે કાંઇ અવશેષ અનુભવ હતો તે આપને મારા સમરથ ગુરૂદેવની પ્રેરણા શકિતથી પ્રશ્ન ઉત્તરરૂપે નિવેદન કરૂં છું. તેમાં જે કાંઇ ખોડ ખાંપણ જેવું જણાય તે માફ કરશો.

લી. સેવક,

**ભાવસાર જીવરામ બળદેવદાસ.**

# સુચના.

—XX—

સાહેબો કેટલાક હરીજનોએ દરસાવ્યું કે કોઇ ગ્રહસ્થ આપનું પુસ્તક મફત લેવા ખુશી ના હોય તો, તે માટે આપ જે પાંચ વરસથી બારમાસી પાણીની પરબ માટેનું જે ફંડ કહાડેલું છે. તેમાં જે ગ્રહસ્થ તરફથી નાણું મોકલવામાં આવે તે લેવા, ને પાણીની પરબ કાયમ ચલાવે જવી.

જે ગ્રહસ્થ તરફથી પ્રથમથી આશ્રય આપવામાં આવ્યો છે એમના મુબારક નામની અત્રે યાદી આપવામાં આવી છે.

રા. રા. શા. મગનલાલ લક્ષ્મીચંદ રહેવાસી ધીણોજના હાલ કલ્યાણીમાં ચોખાની મીલવાળા રૂ. ૧૦ )

રા. રા. શા. ગોરધનદાસ નરભેરામ પટુવા રેહેવાસી પાટણના હાલ ધીણોજમાં રૂ. ૧૦ )

રા. રા પટેલ કેસરીસંગ દલસંગભાઇ ચોધરી રહેવાસી કમાલપુરા રૂ. ૧૦ )

રા. રા. શા. હીરાચંદ ઉજમચંદ રહેવાસી ધીણોજ રૂ. ૫ )

મહારા પરમ સ્નેહી રા. રા. વીઠુલદાસ પુરૂષોતમદાસ ધીણોજના આ કામમાં સમપૂર્ણ ઉત્સાહ ધરાવ્યો છે.

રા. રા. મોહનલાલ છગનલાલ ધીણોજના તલાટી સાહેબ રૂ. ૫

રા. રા. દાકતર દસરથલાલ મગનલાલ આચાર્ય પાટણવાળા. રૂ. ૧ ) હાલ ધીણોજમાં.

## કુંડળીઓ.

રૂપસંગ રૂડો ઘણો, ડાહ્યો દીલ દાતાર;
પારખુ તે પ્રભુ તણો છોડી દીધું અસાર
હરી નામ વહાલું ઘણું, નહીં બીજા શું સ્નેહ;
પ્રેમી જનને નિરખતાં, કંચન વરસે મેહ;
કંચન વરસે મેહ, થાય અમૃતની ધારા
નામ પ્રમાણે ગુણ, ભર્યા છે સરવે સારા.

---

## દોહા.

અમૃત નામે ઔષધિ, ખાંતે જે કોઇ ખાય;
ત્રણ તાપ તેના ટળે, કાયા સીતળ થાય.
આવાગમન ફેરો ટળે, હરી દેખે ભરપૂર;
કરે દરશન દેદારનાં, નરણે વરસે નૂર.
જીવ શીવની એકતા, પટાંત્રો પલટાય
અડસઠ તિર્થ આપમાં, નેહ થકી જો ન્હાય.
ભ્રમણા ભાગે ભવતણી, થાય હરી હજુર;
તિમિર ટળી જાય તેહનું, દોષ થાય સબ દૂર.
સંસાર સાગર તારવા, નામ રૂપીયું છે નાવ;
આળસુ થઇ બેસી રહે, ફરી! નહી આવે દાવ.

---



# અમૃત વચન.

## દોહો.

પુજુ પકંજ ગુરૂ દેવના, પ્રેમથી લાગુ પાય,
અમ્રતવચન ઉચારવા કરો પ્રેરણા ગુરૂરાય.

શીષ્ય ગુરૂ સંવાદ—લેખક સેવક જીવરામ બળદેવદાસ.

શીષ્ય—હે ગુરૂમહારાજ આ જગત ક્યાંથી ઉત્પન્ન થાય છે.

ગુરૂ—મનમાંથી.

શીષ્ય—મનનો લય કેમ થાય?

ગુરૂ—વાસના તજવાથી.

શીષ્ય—વાસના કોને કહેવી?

ગુરૂ—મનને ફૂરણા થાય છે તે.

શીષ્ય—તેમ થવાનું કારણ શુ?

ગુરૂ—કાંઈ નહિ તેનો સ્વભાવ છે.

શીષ્ય—તેમ છે તો સુખ દુઃખ કેમ મનાય છે?

ગુરૂ—અજ્ઞાને કરીને.

શીષ્ય—તેને કેમ કરી કાઢવું ?

ગુરૂ—વિચારવડે કરીને.

શીષ્ય—અજ્ઞાન કંઈ વસ્તુ નથી તો કેમ કરી જતું રહે ?

ગુરૂ—અંધારૂ કંઈ વસ્તુ છે? તે જેમ પ્રકાશ સામુ ટકતું નથી તેમ.

શીષ્ય—ત્રણ તાપથી બળે કોણ ?

ગુરૂ—માયાનો દાસ હોય છે તે.

શીષ્ય—માયા કોને કહેવી ?

ગુરૂ—જણાય અને અદૃષ્ય થઈ જાય તે.

શીષ્ય—તેમ તો મારો દેહ પણ અદૃષ્ય થઈ જવાનો.

ગુરૂ—તો તેને પણ તું માયા જાણ.

શીષ્ય—તેમ જાણું તો આજે કંઈ દેખાય છે તે સર્વે ખોટુ કહેવાય ?

ગુરૂ—તેમાં તારે હરકત શી આવવાની.

શીષ્ય—ત્યાર પછી હું કયાં જવાનો ?

ગુરૂ—તું અહીં નહોતો પહેલાં જ્યાં હતો ત્યાં જવાનો.

શીષ્ય—તે જગાની તો મને ખબર નથી.

ગુરૂ—તું ત્યારે તેજ જગાએ જવાનો.

શીષ્ય—ત્યાં સુખ શું ?

ગુરૂ—ત્યારે દુઃખ પણ શું.

શીષ્ય—એ વાતની મને કંઈ સમજણ પડતી નથી ?

ગુરૂ—નહિ સમજતાં મૌન્યમાંજ મજા છે.

શીષ્ય—સુખ દુઃખ કોને થાય છે ?

ગુરૂ—મનને થાય છે.

શીષ્ય—મન તો જડ છે, તો સુખ દુઃખ કેમ સંભવે?

ગુરૂ—તે કંઈ તદન જડ નથી તેમાં ચૈતન્ય સત્તા પણ છે.

શીષ્ય—બંધ કોને જાણવો ?

ગુરૂ—જે માયાને સત્ય માને છે તે.

શીષ્ય—મોક્ષ કોને સમજવો ?

ગુરૂ—વાસનાનો ક્ષય કરે તે.

શીષ્ય—આત્મ હત્યારો કોણ ?

ગુરૂ—પોતાના સ્વરૂપને ઓળખે નહિ તે.

શીષ્ય—નર્કનું દ્વાર કયુ ?

ગુરૂ—દુર વાસના.

શીષ્ય—સ્વર્ગ કયુ ?

ગુરૂ—જ્યા સંતોષ તે સ્વર્ગ સમજવું.

શીષ્ય—નીરભાગી કોણ ?

ગુરૂ—સત સમાગમ ન કરે તે.

શીષ્ય—મોટો કોણ કહેવાય ?

ગુરૂ—ગુણ અવગુણ સહન કરે તે.

શીષ્ય—ઈશ્વર શું કરે છે ?

ગુરૂ—રાજાનો રંક ને રંકનો રાજા.

શીષ્ય—તે કૃપાળુ ક્યાં રહે છે ?

ગુરૂ—તે જ્યાં ન હોય તેવી એક પણ જગા નથી.

શીષ્ય—ત્યારે મને કેમ દેખાતો નથી?

ગુરૂ—હજુ તે તારે જોઈ શકવાની ગરજ થઈ નથી.

શીષ્ય—હું ગરજવાન છું કૃપા કરી દેખાડશો ?

ગુરૂ—તૈયાર છું. જો આ સર્વ દેખાય છે. તે એનુજ સ્વરૂપ છે.

શીષ્ય—તે કેમ મનાય ?

ગુરૂ—તુજ કહે કે તે કોણે કયુ છે.

શીષ્ય—તે તો ઇશ્વરનું રચેલુ છે તેમ આકો કહે છે

ગુરૂ—તો તે તેનુ સ્વરૂપજ સમજવું.

શીષ્ય—સ્વામી શત્રુ તથા મીત્ર કોણ ?

ગુરૂ—પોતે પોતાનો શત્રુ તેમજ પોતે પોતાનો મિત્ર જાણવો.

શીષ્ય—અવિદ્યા કોને કહેવી ?

ગુરૂ—સત્ય વસ્તુનું જ્ઞાન થવા ન દે તે.

શીષ્ય—મોટો કોણ સમજવો ?

ગુરૂ—કોઈ આપણું ગમે તેટલું ભુરૂ કરે તો પણ તેનુ ભલું કરે તે.

શીષ્ય—નીચ કોણ ?

ગુરૂ—નિંદા કરનારો.

શીષ્ય—શૂરો કોને કહેવો ?

ગુરૂ—પોતાની તમામ ઇંદ્રિયોપર વિજય મેળવે તે.

શીષ્ય—માણસપણું કેમ શોભે ?

ગુરૂ—પરોપકાર કરવાથી.

શીષ્ય—પારસમણી કોને કહેવો ?

ગુરૂ—પોતાના આત્માને ઓળખાવે તેવા ગુરૂને.

શીષ્ય—આત્મા ઓળખવાથી લાભ શો !

ગુરૂ—જન્મમરણનો ભય ટળે તે.

શીષ્ય—તેવા ગુરૂ ક્યાં હશે ?

ગુરૂ—તારા પાસે છે.

શીષ્ય—હું કેમ જોઈ શકતો નથી.

ગુરૂ—તું પોતેજ તારો ગુરૂ છે.

શીષ્ય—હું મારો ગુરૂ હોઉં તો પછી બીજાને પુછવાની જરૂર શી ?

ગુરૂ—કોઈને પુછવાની જરૂર નથી તું તારો ગુરૂ થઈ બેશ.

શીષ્ય—એટલે શું થવાનું ?

ગુરૂ—પોતાના સ્વરૂપને ઓળખવાનો.

શીષ્ય—હાલ હું પોતાને નથી ઓળખતો ?

ગુરૂ—હા બાપ તું તને પોતાને નથી ઓળખતો.

શીષ્ય—એ વાત તે કેમ સંભવે ? હું પોતે છતાં નથી ઓળખતો તેમ કેમ કહો છો.

ગુરૂ—તે ઓળખાણ કાંઈ બરોબર કહેવાય નહિ. એ તો તારો દેહ છે એથી તું જુદો છે.

શીષ્ય—ત્યારે મારૂં સ્વરૂપ કેવું છે ?

ગુરૂ—સદ્ચિત્ આનંદ સ્વરૂપ સદા એક રસ તેવું છે.

શીષ્ય—ધન્ય છે ગુરૂ મહારાજ મારૂં સ્વરૂપ એજ કે મેં ઓળખ્યું.

ગુરૂ—હા એજ, તારૂં સર્વોતમ સ્વરૂપ છે. તે વિના બીજું કાંઈએ નથી.

શીષ્ય—આમ છે તો લોકો ભક્તિ શા સારૂં કરે છે.

ગુરૂ—હે બાપ તેની ઘણી જરૂર છે. તે અજ્ઞાનીને રસ્તે ચઢાવવાની સીડી છે.

શીષ્ય—બુડવાનો માર્ગ કયો ?

ગુરૂ—લક્ષ્મી અને લલના.

શીષ્ય—સ્વર્ગ કયું ?

ગુરૂ—જ્યાં સંપ અને સંતોષ હોય તે.

શીષ્ય—મુએો કોણ ?

ગુરૂ—કાંઈ પણ પરમાર્થ ન કર્યું હોય તે.

શીષ્ય—જીવતો કોણ કહેવાય ?

ગુરૂ—પરોપકારમાં જેની પ્રીતિ છે તે.

શીષ્ય—માણુસ કોને કહેવો ?

ગુરૂ—પોતાનું બોલેલું પાળે તે.

શીષ્ય—કમાણુસ કોણ કહેવાય ?

ગુરૂ—બે વચની હોય તેને

શીષ્ય—નારી કોને કહેવી ?

ગુરૂ—શીળને ધારણ કરે તેજ નારી કહેવાય.

શીષ્ય—સતી કોણ ?

ગુરૂ—પોતાના સ્વામીની આજ્ઞા ભંગ ન કરે તે.

શીષ્ય—ધર્મ કયો સાચો કહેવાય ?

ગુરૂ—આત્માના સાક્ષાત્કાર કરાવે તે.

શીષ્ય—સાધુ કોને કહેવો ?

ગુરૂ—જીતેન્દ્રિયને આ અસાર સંસાર પ્રત્યે જેને અત્યન્ત વૈરાગ્ય હોયતે.

શીષ્ય—અસાધુ કોણ કહેવાય ?

ગુરૂ—ઉપર વૈરાગ્યને અંદર રાગ હોય તેને.

શીષ્ય—મહારથી કોણ ?

ગુરૂ—ગુરૂના શબ્દરૂપી બાણને ધારણ કરી શકે તે.

શીષ્ય—તપ કયું સાચું કહેવાય ?

ગુરૂ—જીભ્યા ઇદ્રિયથી અસત્ય ન બોલે તે.

શીષ્ય—ભક્તિ કોને કહેવી ?

ગુરૂ—સર્વ આત્મા પોતાના છે તેવું સમજી તેમનાપર પડતી આફત-
માંથી બચાવી લેવા સતત મચ્યા રહેવું તે.

શીષ્ય—ઘાતકી કોણ કહેવાય ?

ગુરૂ—જેની જીભ્યાથી કઠોર શબ્દ નીકળે તે.

શીષ્ય—રળ્યો કોણ ?

ગુરૂ—જેને આત્મ રૂપી ધનની પ્રાપ્તી થઈ તે.

શીષ્ય—ખોયુ કોણે ?

ગુરૂ—જેને સંત સમાગમ ન કર્યો તેણે.

શીષ્ય—ભણ્યો કોણ ?

ગુરૂ—સત્ય વિદ્યાની પ્રાપ્તી થઈ તે.

શીષ્ય—જન્મ ધર્યાનુ સાર્થક શું ?

ગુરૂ—હરિનું ભજન કરવું તે.

શી૦—હરિભજન કોને કહેવું ?

ગુ૦—તમામ પ્રાણી માત્રપર દયા રાખી પરોપકાર કરવો તે.

શી૦—ફકીર કોને કહેવો ?

ગુ૦—ફીકરના ફાકડા કરી જાય તેને.

શી૦—ઇશ્વર કોને કહેવો ?

ગુ૦—તારા આત્માને તું ઇશ્વર સ્વરૂપ સમજ.

શી૦—ઇશ્વર તો સર્વે કરી શકે છે ને હુંતો કાંઈ પણ કરી શકું તેમ
નથી તો પછી ઇશ્વર કેમ કહેવરાવું ?

ગુ૦—તું સંપૂર્ણ ઇશ્વર નહિ પણ તેનો અંશ છે તેમ સમજ.

શિ૦—તેમ જાણવાથી ઇશ્વર ગણાઊ ખરો ?

ગુ૦—હા, આ સર્વત્ર દેખાય છે તે બધું મળી એક ઇશ્વર તેમાંના તું એક અણુ છે. તો જુદો કેમ ગણી શકાય ?

શિ.૦—ત્યારે તો હું ને એ બે એકજ કહેવાઇએ.

ગુ૦—હા એમજ છે.

શિ૦—એમ છે તો પછી ભક્તિ કરવાની જરૂર શી.

ગુ૦—કાંઈ નહિ પણ જ્યાં સુધી જુદાઈ જણાય ત્યાં સુધી તેની ઘણી જરૂર છે.

શિ૦—એક્તા થયા પછી જ્ઞાનીનું સ્વરૂપ કેવું રહે છે ?

ગુ૦—મીઠાંનો ગાંગડો સમુદ્રના તળીએ બેસે તેવું.

શિ૦—ઇશ્વર કેવડો અને કેવો છે ?

ગુ૦—તું કલ્પી શકે તેવડો અને તેવો છે.

શિ૦—દિવસ કીયો સમજવો અને રાત્રી કોને કહેવી ?

ગુ૦—હરિભજન થાય તે દિવસ તે વિનાની તમામ રાત્રી સમજવી.

શિ૦—ખરી ભૂખ કેઈ સમજવી ?

ગુ૦—ઇશ્વરને જાણવાની આતુરતા તે.

શિ૦—તે કેવી રીતે ભાગી શકે ?

ગુ૦—સંતસમાગમ કરવાથી.

શી૦—બ્રહ્મમાં મળ્યા કેવી રીતે રહે છે ?

ગુ૦—અગ્નિમાં ઊષ્ણતાને સુર્યમાં પ્રકાશ રહે છે તેમ.

શી૦—ભ્રાતી કોને કહેવી ?

ગુ૦—હોય તેનાથી ઊલટું દેખાય તે.

શી૦—પંચભૂત કોને કહેવાય ?

ગુ૦—પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ. એ પાંચેને.

શી૦—મરી કોણ જાય છે?

ગુ૦—જેને અજ્ઞાન છે તે.

શી૦—શાસ્ત્ર કયું સાચું કહેવાય?

ગુ૦—આત્માની ઓળખાણ કરાવે તે.

શી૦—સંસારનું બીજ કયું?

ગુ૦—મનજ સંસારનું બીજ સમજવું.

શી૦—તે ક્યાંથી આવ્યું?

ગુ૦—તે અકસ્માત ઉત્પન્ન થયું છે. કાગ, તાળી વત સમજવું ક્યાંયથી આવ્યું નથી.

શી૦—તેને સાચું કે જૂઠું સમજવું?

ગુ૦—સાચ જૂઠની વચે જે અંતર રહે છે. એવું સમજવું.

શી૦—ભજન કરવાનો હેતુ શો?

ગુ૦—મનને થીર કરવાની કુંચી છે. માટે તેની જરૂર છે.

શી૦—તેમ કરવાથી લાભ શો?

ગુ૦—પોતાના સ્વરૂપની પ્રાપ્તી થાય.

શી૦—સ્વ સ્વરૂપની પ્રાપ્તી થવાથી શો ફાયદો?

ગુ૦—સર્વ પ્રાણી માત્ર પોતાનુંજ સ્વરૂપ જણાય એવી એકતા થાય.

શી૦—એકતા થવાથી શો લાભ?

ગુ૦—કોઈ સાથે વિક્ષેપ થાય નહી, ને સુખ રૂપે જીવન વ્યતીત કરે.

શી૦—ઈશ્વર કોને કહેવો?

ગુ૦—જેની સત્તાએ આ ચર અચર જગત ઉત્પન્ન થાયછે તેને.

શી૦—તો તે કેવો છે?

ગુ૦—સત્તા માત્ર-જ્ઞાન સ્વરૂપ છે.

શી૦—બ્રહ્મચર્ય વ્રત કયું? પંચ કેશ રાખવા તે?

ગુ૦—વિર્યનું રક્ષણ કરવું તે.

શી૦—તેવું વ્રત્ત પાળવાથી શો ફાયદો?

ગુ૦—શરીરની આરોગ્યતા વધે તે.

શી૦—આરોગ્ય રહેવાથી શો લાભ?

ગુ૦—ઇશ્વિર જાણુવાની તક મળી આવે માટે શરીરનુ રક્ષણ અવસ્ય કરવું.

શી૦—નર્કવાસ કીયો.

ગુ૦—ગ્રભવાસ તે નર્કવાસ સમજવો.

શી૦—જમવાનો વખત કીયો.

ગુ૦—ભૂખ લાગે તે ખરો વખત સમજવો.

શી૦—સમજ્યો કોણ?

ગુ૦—પરમાર્થ કરે તે.

શી૦—ખોયું-કોણે?

ગુ૦—સઘરી રાખ્યું તેણે.

શી૦—કમાયો-કોણ?

ગુ૦—પોતાના હાથે ભલું કરે તે.

શી૦—ઘણી લક્ષ્મી વાળો કોણ કહેવાય?

ગુ૦—કિર્ત્તી રૂપી ધનના ભંડાર ભરે તે.

શી૦—લક્ષ્મી વગરનો કોણ?

ગુ૦—રળ્યો પણ પરમાર્થ ન કરી શક્યો તે.

શી૦—ત્યારે તેને કેવો સમજવો?

ગુ૦—કુંભારના વાહન જેવો.

શી૦—માહારાજ તેને તો પૂછવું હોય છે. ને આને તો ન હોય ?

ગુ૦—એટલી એમાં ખોડ સમજવી.

શી૦—સત કોને કહેવા ?

ગુરૂ—શાન્તી પમાડે તેને.

શીષ્ય—દેવ કોણ ?

ગુરૂ—આત્મા એજ દેવ છે.

શિષ્ય—જીવને ઇશ્વરમાં ભેદ શો ?

ગુરૂ—માયા સહીત તે જીવ તેથી પર તે ઇશ્વર જાણવો.

શિષ્ય—આપે ઇશ્વિર માયા રહીત કહ્યો તો માયા ક્યાંથી આવી ?

ગુરૂ—જેમ દીપકમાંથી કાજળ ઉત્પન્ન થાય છે. તેમ તે ઉત્પન્ન થાય છે. પણ તે તેજમાં કાજળ નથી.

શિષ્ય—બ્રહ્મા, શંકર, ને વિષ્ણુમાં ભેદ શ્યો ?

ગુરૂ—જેમ એકજ સ્ત્રીને પુત્રી, સ્ત્રી, બેન, માશી, મામી, વિગેરે કહે છે એટલો.

શિષ્ય—સર્વ કોણે જીત્યું ?

ગુરૂ—મન જીત્યું તેણે સર્વ જીત્યુ સમજવું.

શિષ્ય મન શું શત્રુ છે ?

ગુરૂ—નિયમમાં ચાલે તો મીત્ર નહિ તો એથી બીજો કોઇ શત્રુ સમજવો નહિ.

શિષ્ય—જગત કોના આધારે ચાલે છે ?

ગુરૂ—સત્યના.

શિષ્ય—સત્ય કઈ વસ્તુ સમજવી.

ગુરૂ—છેવટમાં શેષ રહે તે.

શિષ્ય—શેષ શું રહે છે.

ગુરૂ—બ્રહ્મ તેનેજ સત્ય સમજવું.

શિષ્ય—ચિત્ત, મન, બુદ્ધિ, અહંકાર, કોને કહેવાં.

ગુરૂ—બ્રહ્માની સ્ફુરણાને.

શિષ્ય—ફુરણા કોને કહેવી ?

ગુરૂ—નાના પરકારના વિચારો થાય છે તેને.

શિષ્ય—તે તો મને પોતાનેજ થાય છે.

ગુરૂ—ત્યારે તું, ને એ જૂદો નથી એમ જાણ.

શિષ્ય—ભજન કોનું કરવું ?

ગુરૂ—પછી ભજન કરવાની જરૂર રહેતી નથી.

શિષ્ય—ત્યારે લોકો કેમ કરે છે ?

ગુરૂ—તેવું જાણ્યું નથી તેથી.

શિષ્ય—તેવું જાણે તો તેમ કર્યા વિના ચાલશે ?

ગુરૂ—હા. પોતે એકલોજ તો પછી કોનું ભજન કરવું રહે.

શિષ્ય—એમજ હોય તો આ જે કાંઈ દેખાય છે તે સર્વ મારૂં પોતાનુંજ કહેવાય.

ગુરૂ—હા બાપ, એમ છે તે તારૂં પોતાનુંજ છે.

શિષ્ય—તે તમારૂં પોતાનું એટલે મારાથી તો જુદુ થયું જે તે આપ તો એકજ રૂપ કહ્યું છે.

ગુરૂ—જૂદું માનીશ નહી તો પોતેજ તે સ્વરૂપ છે.

શીષ્ય—ત્યારે જુદુ કેમ જણાય છે ?

ગુરૂ—ભ્રાંતિએ કરીને.

શીષ્ય—ભ્રાંતી કોને કહેવી ?

ગુરૂ—અવિદ્યાને.

શીષ્ય—અવિદ્યા તો અસત્ય છે.

ગુરૂ - તેવું જાણીશ તો પછી જુદું જણાશે નહિ.

શીષ્ય—અગ્નિ કયો ?

ગુરૂ—ત્રણ તાપમાં બાળે તે.

શીષ્ય—તે કેમ બુઝાય ?

ગુરૂ—વિચારરૂપી પાણીવડે.

શીષ્ય—જીવ શીવમાં ભેદ શો ?

ગુરૂ—અજ્ઞાનપણું એ જીવ ને જ્ઞાનપણું એ શીવ સમજવો.

શીષ્ય—આત્મા કયાંથી આવ્યો ?

ગુરૂ—અગમમાંથી.

શીષ્ય—અગમ ક્યાં હશે ?

ગુરૂ—જ્યાં ગમ ન પહોંચે ત્યાં.

શીષ્ય—સર્વ તત્વોનું તત્વ કયું ?

ગુરૂ—તારો પોતાનો આત્મા.

શિષ્ય—અજીત કોણ ?

ગુરૂ—મનજ અજીત સમજવું.

શિષ્ય—બુરામાં બુરી વસ્તુ કઈ ?

ગુરૂ—દુર વાસના.

શીષ્ય—મોટામાં મોટું પાપ કયું ?

ગુરૂ—વિશ્વાસઘાત તથા જીવહિંસા.

શીષ્ય—મોટો દારિદ્ર કયો ?

ગુરૂ—ઇશ્વરથી વિમુખ હોય તે.

શીષ્ય—મોટું તીર્થ કયું ?

ગુરૂ—માત પિતા તથા પોતાના ગુરૂ ( મનુષ્યા દેહ )

શીષ્ય—મોટો દુર્ગુણ ક્યો ?

ગુરૂ—લોભ ( તેની મિત્રતાથી સર્વ આપદામાં પડાય છે. )

શીષ્ય—સારૂ વ્રત કયું ?

ગુરૂ—અસત્ય ન બોલવું તે.

શીષ્ય—કડવો કોણ લાગે છે ?

ગુરૂ—સાચા બોલો હોય તે ( બીજો દુર્જન ) તે ખરો કડવા છે.

શીષ્ય—નીચમાં નીચ કોણ ?

ગુરૂ—હૈયામેલો હોય તે.

શીષ્ય—ખળ કોણ કહેવાય ?

ગુરૂ—કોઈબી ભલું કામ કરતું હોય તેની નિંદા કરનાર.

શીષ્ય—ગધેડો કોણ ?

ગુરૂ—ઇશ્વરે ધન આપેલું છતાં પરમાર્થ નહિ કરતાં ફેરવી જાણ્યુ તે.

શીષ્ય—ઉપવાસ કેવો કરવો ?

ગુરૂ—સર્વ ઇંદ્રિયો નીયમમાં રહે તેવો.

શીષ્ય—આ જગત વહેવાર કેવો સમજવો ?

ગુરૂ—સ્વપ્ન જેવો ( પતંગના રંગ જેવો )

શીષ્ય—તેતો અદૃષ્ય થઈ જાય છે ?

ગુરૂ—આને પણ તેમજ સમજવો. ( વિચાર કરેથી જણાશે )

શીષ્ય—ભગત કોણ ?

ગુરૂ—જેની વાસના વિરામી હોય તે.

શીષ્ય—વાસના સહિત ભક્ત કેવા સમજવા ?

ગુરૂ—નાટકોમાં વેશ પહેરી આવે છે તેવા.
શીષ્ય—તેમને મુક્તિ મળે ખરી ?
ગુરૂ—તેમનાથી તે બીતી ફરે છે.
શીષ્ય—ત્યારે તે તેવો વેશ કેમ કરતા હશે ?
ગુરૂ—જગતને ધુતિ ખાવા.
શીષ્ય—સાધુને શું જમડાવું ?
ગુરૂ—લુખું સુકું.
શીષ્ય—ગળ્યો ચોપડો આહાર આપવો કે નહિ ?
ગુરૂ—નહિ આપવો.
શીષ્ય—આપવાથી હરકત શી.
ગુરૂ—તેવો આહાર કરવાથી ઇંદ્રિયો બહેકે છે.
શીષ્ય—ત્યારે તેવો ખોરાક સાધુ લોકો કેમ માગે છે ?
ગુરૂ—તેવાને સાધુ માનવોજ નહિ ( ઠગ સમજવો. )
શીષ્ય—તેવાઓને લોકો આપે છે કેમ ?
ગુરૂ—અજ્ઞાનપણામાં ( અથવા કીર્તિ માટે )
શીષ્ય—પરમાર્થ કેવી રીતે કરવાં ?
ગુરૂ—નિરાશાથી.
શીષ્ય—ગુરૂ કોને સમજવો ?
ગુરૂ—પોતાના મનને.
શીષ્ય—વેપાર કેવો કરવો ?
ગુરૂ—પાપ વગરનો.
શીષ્ય—જગતનો રાજા કોણ ?
ગુરૂ—મેઘ. ( પોતાના પુત્ર પ્રા. પ્રજાને પાળે તે. )

શીષ્ય—દાન કયું શ્રેષ્ઠ સમજવું ?

ગુરૂ—સદ્દવિદ્યાનું.

શીષ્ય—મોંઘામાં મોઘું શું ?

ગુરૂ—આત્માજ્ઞાન.

શીષ્ય—તે કેમ પ્રાપ્ત થાય ?

ગુરૂ—સંત સમાગમથી

શીષ્ય—સતસંગ કોને કહેવો ?

ગુરૂ—જ્યાં કાંઈ પણ ભેદ ન રહે તેને

શીષ્ય—જગત ઉત્પન્ન કયારે થાય છે ને નાશ કયારે થશે ?

ગુરૂ—પોતાના જન્મની સાથે ઉત્પન્ન થાય છે, પોતાના નાશની સાથે જગતનો નાશ થાય છે.

શીષ્ય—મોટો દિવસ કયો ?

ગુરૂ—જે દિવસે ઇશ્વર ઓળખાય તે.

શીષ્ય—ક્યાંથી ન બચી શકાય ?

ગુરૂ—સ્ત્રીના નેત્રબાણથી.

શીષ્ય—સારી દવા કઈ ?

ગુરૂ—સાંજસવાર તાજી હવા લેવી તે ( પરમાર્થ કરી ગરીબો પાસેથી દુવા મેળવવી તે )

શીષ્ય—કુત્તો કોણ ?

ગુરૂ—લાંચ લેનાર ( ઇશ્વર માર્ગમાં અંતરાય પાડનાર )

શીષ્ય—રોગી કોણ?

ગુરૂ—પારકા ધનની આશા કરનાર.

શીષ્ય—કોનું વર્ણન થઈ ન શકે?

ગુરૂ—ઈશ્વરના મહિમાનું.

શીષ્ય—તેને સગુણ કે નીર્ગુણ સમજવો?

ગુરૂ—જગતરૂપે સગુણ ને બ્રહ્મરૂપે નિર્ગુણ જાણવો.

શીષ્ય—એક પુરૂષમાં બે સ્વભાવ કેમ?

ગુરૂ—જેમ નટ જુદાં જુદાં રૂપ ધારણ કરે છે તેમ.

શીષ્ય—ઈશ્વરને શું નટ સમજવો?

ગુરૂ—હા. તે પોતાની જગતરૂપી નાટકશાળામાં વિચિત્ર તરેહના ખેલો ભજવી રહ્યો છે.

શીષ્ય—હું કોણ?

ગુરૂ—સત્યપ્રકાશ ચૈતન્ય આત્મા.

શીષ્ય—તે તો નિરાકાર કહેવાય છે ને હું દેહવાળો ગણાઉં છું?

ગુરૂ—દેહવાળો છે તેવું જે ભાષ્યમાન થાય છે તે તદન મિથ્યા છે.

શીષ્ય—કેવી રીતે.

ગુરૂ—રાત્રે સ્વપ્નુ થાય છે ત્યારે જેમ તું દેહવાળો તને દેખે છે પણ તે દેહ જેવો મિથ્યા છે તેવો આને સમજ એટલે તું સત્યપ્રકાશ ચૈતન્ય આત્મા જુદો જણાઇશ પછી શંશય કરવાનું રહેશે નહિ. એજ તારૂ આદિઅનાદિ મૂળ સ્વરૂપ જાગૃત સ્વપ્નને સુસ્તી ન જોય છે તે.

શીષ્ય—અહોપરમ કૃપાળુ ગુરૂદેવ ધન્ય ધન્ય છે આપને તથા આપના અમૃત વચનોને કે મુજ નિરભાગીને આ અસાર સંસારમાં ગોથાં ખાતા પામરને આ અલભ્ય સુખનો લાભ આપી મારૂ પોનાનું સર્વોતમ સ્વરૂપ દેખાડી કૃતાર્થ કર્યો.

---

## દોહરો.

શિષ્ય તણો સંશય ટળ્યો, બુઝાણી બધિ આગ્ય;
કરમ બળી ગયાં બાપડાં, જોવા ન મળે જાગ્ય. ૧

ભ્રાંતિના ભુકા થયા, કળેશ થયો સૌ દૂર;
અજ્ઞાન ન અંધારૂ ભાગીયું, હરી જોયો હજુર. ૨

સતસંગ સુરજ ઊગીઓ, ગઈ ગુણહીણી રાત;
પાપ પડદો ફાટી ગયો, જોઈ લીધિ નીજ જાત. ૩

જેમ મિઠું જળમાં મળે, પાળો પાણી માંહ;
સાકર દૂધ થયાં એકઠાં, શું બાકી રહે તાંહ. ૪

થઈ જીવ શિવની એકતા, ભાગી ગયો સબભર્મ;
ઓળખ્યો પોતાનો આત્મા, જાણ્યો સર્વે મર્મ ૫

પુન્ય પાપ પ્રલ્લે થયાં, તિર્થ વરત થયાં ફોક;
એવો શિષ્ય આ વિશ્વમાં, નિપજવાનો કોક. ૬

જાણ્યો પોતાનો આત્મા, જાણ્યો સંસારનો સાર;
આપે આપ અમરાપુરી, પહોચ્યો તે નિરધાર. ૭

સંવત ઓગણી અગન્યોતરે રૂડો ચૈતર માસ;
સુદ બીજ શુકળ પક્ષમાં પુર્ણ ગ્રંથ પ્રકાશ. ૮

ભલો વાર ભ્રગુ તણો અમૃત ચોઘડીયુ સાર;
ગુરૂ પરતાપે ગુણ લખ્યા વળી ઈશ્વરનો આધાર. ૯

જ્ઞાનિ ધ્યાનિસંતજંન કોઈ નવ દેશો ખોડ;
જીવો કહે સૌ બોલજો, જે જે શ્રીરણછોડ. ૧૦

## રેકતો.

દેખ્યા એક વૃક્ષ મેં ભારી, સોભા છે અજબતો સારી,
કીયા હે આકાશમાં થાણા, પાર નહી જાતા હે જાણ્યા;
વિના ફળ રહ્યા હે ફાલી, શાખાઓ ગગનમાં ચાલી,
વાસ્નાકા પાની ઓ પીતા, સદાકાળ રહેતા હે જીતા.
નહીં હે મુળ કે ડાળા, પક્ષી આવી બાંધત માળા,
માયા રૂપ લગ રહી વેલી, દૂનિયા વલગી છે ઘેલી;
મોહ રૂપ જાળ બીછાવી, પક્ષી સબ બેસતા આવી,
ફસાતા ફંદમાં ફુલી, બડે બડે હે જાતા ભુલી.
તેમાંથી કોણ્ણા ઊગરતા, ગુરૂકા ધ્યાન જે ધરતા,
બાકીના મરતા હે ડુબી, દેખો એ કાળકી ખુબિ;
જીવાને રેકતા ગાયા, જુઠી સબ જાણજો માયા,

## કુંડલીઆ.

હરી હૃદયમાં વસે, ખલ્ક સૌ ખોળવા જાય,
ઓળખે તે બીજો નહી, શાને ભાઈ ગભરાય;

કોઈ એક જાતા કાશીએ, પુરે દ્વારકામાં વાસ,
જગનનાથની જાત્રા, હરી મળવા ઉર આશ.
હરી મળવા ઉર આશ, ફરો તે ફોગટ ફેરો,
જો તપાસો તુજ માંય, માલીક વસે મહી તેરો;
તારો માલીક તું જ છે, અજ્ઞાને ગોથા ખાય,
અમર રૂપ તું આત્મા, છે નિરંજન રાય.
ધીરજની કર ઢાલડી, ખેમા ખડક લે હાથ,
વીચાર બરસી કર ધરો, કયું ન મીલેગો નાથ;
કીયું ન મીલે ગો નાથ, નથી જવાનો તે નાસી,
તુંતો છે ભાઈ તેજ, જો તારા દીલમાં તપાસી.

## ઇશ્વરને મળવાના રસ્તા.

પોતાનો ધર્મ સરધા રાખી, બરોબર પાળવો,
અસત બોલવાની ટેવ રાખવી નહી;
ગુરૂના વચન પર બરોબર ભરૂશો રાખવો,
પ્રમાર્થમાં હમેસ્યાં મચ્યા રહેવું પારકી નિંદાકરવી નહી.
ગરીબોને કોઈ વખતે વિના કારણ સતાવવાં નહી,
લાંચ રૂસવત કોઈની પણ લેવી નહી;
સર્વે પ્રાણી માત્ર પોતાનું સ્વરૂપ છે તેવું સમજવું,
કોઇને પણ વીશ્વાસઘાત કરવો નહી.
શરીર સદા આરોગ્ય રહે તેવા ઊપાયો કરવા,
આપણાથી બીજાઓને ત્રાસ થાય તેમ કરવું નહી;
ધન યોવન કુળ જાત વૈભવ કોઇનો પણ અભીમાન કરવો નહી,
ગમે તેટલી આફત આવી પડે તો એ ઈશ્વર ભજન ચુકવું નહી.

આપણી કાંઈ ગમે તેટલી બડાઈઓ મારે તો એ ફુલાઈ જવું નહી,
દુખીઆઓને આપણાથી બનતિ મદત કરવી;
ધર્મના કામમાં કોઈનો વાદ લેઈ આવેલા ભીક્ષુકને નીરાશ કરવો નહી,
ધર્મ કરવું તે પરમાર્થ જાણી કરવું, પણ કીરતી માટે કરવું નહી.
સરવેમાંથી સાર ગ્રહણ કરવો, કોઈના અવગુણ જોવા નહીં,
પ્રજા પીડકોને બોધ આપી શાત કરવા તેમ ના માને તો શીક્ષા કરવા;

---

# ગુરૂનો પરસાદ.

## અમારી તરફથી બહાર પડેલું પુસ્તક તથા દવાઓ

## પારસમણી.

### તથા આત્માને ઓળખવાની ચાવી.

અમીરસ ઝરે ને ટીપાં પડે તેવું રસબસ જ્ઞાનથી ભરપુર પુસ્તક છે. વાંચવા એકવાર તમારા હાથમાં લેશો તો નિચે મુકવાનું મન જ થશે નહી. ને તમો તમારી મેળે જ ઇશ્વર ક્યાં છે. તે નજરોનજર જોઈ લેશો. ને તમારા ત્રણે તાપ બળીને ભસ્મીભુત થઈ જશે ને આ જગત તે ઇશ્વર ને ઇશ્વર તે જગત તેવું ઓતપોત એક રૂપ ભાળશો ને આશ્ચર્ય આનંદમાં મશગુલ બની જશો ( ઇશ્વર સાથે વાતો કરશો ) સાહેબો આપણે સરવે મનુષ્યોને પહેલામાં પહેલું ઇશ્વરને ઓળખવો તે મુખ્ય કર્તવ્ય છે તો ઊપરનું પુસ્તક અવશ્ય ખરીદવું ને પોતાના આત્માને ઇશ્વરમય બનાવવો. કીમત માત્ર રૂ ૦–૯–૦ ની પોસ્ટની ટીકીટો મોકલવાથી ઘેર બેઠે પહોંચાડવામાં આવશે અગર વી. પી. થી મગાવશો.

## ખાંસીનો શત્રુ.

ગમે તેવી હઠીલી જુનામાં જુની પાંચ છ વરસની થયેલી ખાંસી ફક્ત આઠ દીવસમાં ઊપરની દવા ખાવાથી નાબુદ થાય છે. કીમત રૂ. ૧-૪-૦ પોસ્ટ ખર્ચ જુદું વી. પી. થી મગાવો. અનુભવેલી દવાછે.

## જ્વરનો શત્રુ.

ઘણા વખતનો જીર્ણ જ્વર ( હાડીઓ તાવ કહે છે તે ) ઊપરની દવા ખાવાથી આઠ દીવસમાં પલાયન કરી જાય છે ને દરદીને નવી જુવાની બક્શે છે. સેકડો દરદીઓને આ દવા અજમાવેલી છે મંગાવો નજીવી કીંમત માત્ર રૂ ૧-૪-૦ વી, પી. ખર્ચ જુદો સમજવો.

## મૃગી. (વાઇ) હિસ્ટિરીઆની દવા.

ગમે તેવી જુની ને હઠીલી વાઈ આવતી હોય ને મોહોડે ફીણના ફીસોટા આવ્યા કરતા હોય ને આંખ્યો તણાતી હોય. ને દરદી બેસુધિથી હેરાન થતો હોય. પણ જો ઊપરની દવાનું એક માસ સુધિ સેવન કરવાથી તદ્દન નાબુદ થાય છે. પરેજી બીલકુલ નથી. કીંમત માત્ર રૂ ૧-૪-૦ વી. પી. થી મંગાવો પોસ્ટ ખર્ચ જુદુ સમજવું.

## વીંછુ કરડયાની દવા ઘેર બેઠે કરી લેશો.

ગમે તેવો ઝેરી વીછુ કરડયો હોય તો તે માણસને ધતુરી ચલમમાં ( જેને સાફી કહે છે. ) બાજરી ભરી દેવતા ચડાવી દમ ખેચાવ્યાથી પાંચ મીનિટમાં અગન ઓછી થઇ જસે બાજરી તપાશી ભરવી તેમાં બીજી વસ્તુ આવે નહી.

## ગરમીનો શત્રુ.

સાહેબો જો તમે નીચેના દરદોથી પીડાતા હોતો ઊપર જણા-

ગેલી દવા તુરત જ ખરીદો જેમકે ગુહ્યસ્થાનની ઇદ્રિયોપર પડી ગયેલી ચાંદીઓ મસા ધારા શરીર ઉપરના ફોલ્લા ચકામાં ગાંઠયો ચાઠાં વીસ- ફોટક તાલવાનું ખવાવું. હાથ પગનું અટકી જવું નાસુર સાંધાઓનો દૂખાવો. હાડ ગંભીર હાથ પગના આંગળાઓના ટેરવાઓનું પાકવું તજાગરમી ગચરકા ખાધેલા રસાયણનું ફુટી નિકળવું. સ્ત્રીઓના કોડાઓનો રતવા પતનો રોગ બદ પરમીયાનું થવું. ખરજવું હાથ પગના તળાઓનુ ફાટવુ ને ગુદાસ્થાનની અંદરના તથા બહારના મસાઓનું ફુઝવું. તથા ઝાડાની કબજીયાત તોડી ધાતુની વૃદ્ધિ કરી અજીર્ણ વીગેરે ગરમીનાં તમામ રોગોને મટાડી જડમૂળથી નાશ કરી શરીરને આરોગ્ય બનાવે છે. માટે વગર વિલંબે સત્વર મગાવો આ દવા વાપરવાથી કોઇ તરેહનું નુકશાન નથી આ દવા સ્ત્રી પુરૂષ બંનેને સરખી રીતે લાગુ પડે છે ગર્ભવંતિ સ્ત્રીને ગર્ભ પસર્યાં બાદ ખવરાવવી.

## મારો કરેલો અનુભવ.

આ દવાનો મે સામટો ૫-૬ વરસ અનુભવ કરેલો છે ને સંકડો દરદીઓ ઊપર અજમાએલી છે. દવાની ખુબી એ કે અઘાપી પરીયંત જે જે દરદીને તે દવા ખવડાવી તેમાં એકે પણ નિરાશ થયો નથી. બીજા લેભાગુ લોકોની પેઠે લાંબા લાંબાં સરટીફીકેટ આપી લલચાવી. કોઇના પૈસા કહાડવા માગતા નથી. અમારૂ સરટીફીકટ એકે તે દવા થી ફાયદોના પડે તો લીધેલા પૈસા પાછા આપીશું. તદન રોગ મટવા માટે ડબી ત્રણ જોઇશે. ખાત્રી કરવા માટે પ્રથમ ડબી એક મગાવો રૂ. ૧૦૦ ) માં પણ મળવી મુશકેલ છે તેવો તે દવામાં ગુણ છે છતાં સરવે છુટથી લાભ લેઈ શકે તેવા હેતુથી માત્ર નજીવી કીમત રૂ ૧-૮-૦

રાખવામાં આવી છે. વી. પી. થી મોકલવામાં આવે છે. ટપાલ ખર્ચ જુદુ સમજવું.

સાહેબો અમારી કાંઈ પણ ચીજ મગાવનારે પોતાનું ગામ ઠામ ઠેકાણું પોસ્ટ જીલ્લો ગુજરાતી અક્ષરમાં ચોખે ચોખું કરવું. નાટપેટ પત્ર લેવામાં આવશે નહી. દવા તૈયાર નહી હોય તો નવી બનાવી મોકલવા આઠ દીવસ વધારે થાય તો ગભરાવું નહી બીજુ આ અમૃત વચનનું પુસ્તક કોઇને લેવું હોય ને વધુ પૈસા ભરવા મોખ ના હોય તેણે ફકત સાડા ચાર આનાની પોસ્ટની ટીકટ અમારા સરનામે બીડવી એટલે ઘેર બેઠે પોચાડવામાં આવે છે તેના જે પૈસા આવે છે તે પાણીની પરબમાં વાપરવામાં આવેછે. એક પંથ ને દો કાજ જેવુંછે.

## અમારૂં સરનામું.

**ભાવસાર. જીવરામ બળદેવદાસ કાપડીયા. મુ ધીણોજ.**

ઠે. બજારમાં. તા. ચાંણુસ્માં પોસ્ટ ધીણોજ ( ઉતર ગુજરાત, )

---



